# WAS RAM AN INCARNATION OF GOD?

# રામચરિત્ર.



*Gujarati 1st Edition 10,000 Copies.—1890.*



**A. W. PRAUTCH.**

મેથડિસ્ટ મિશન, મુંબઇ.

તેલગુમિત્ર. પ્રિંટિંગ પ્રેસ.

કિંમત ૧ પૈ. ૧૮૯૦ *Price 1 Pie.*

# ૪૩૩૦

## WAS RAM AN INCARNATION OF GOD?

BY NARAYAN SHESHADRI.

## રામચરિત્ર.

ત્રેતાયુગમાં દશરથ નામનો એક રાજા અયોધ્યા નગરી-માં રાજ કરતો હતો. આવાતને હીંદુશાસ્ત્ર પ્રમાણે આઠ નવ લાખ વરસ થયાં. તેને કૌસલ્યા, કૈકેયી સુમિત્રા એવી ત્રણસ્ત્રીઓ હતી. એટલી સ્ત્રીઓછતાં તેને કાંઈ સંતાન નોહોતું, તેથી તેને પુત્ર કામેષ્ટિ યજ્ઞકર્યો, આયજ્ઞપુરો થતો હતો એટલામાં અગ્નિકુંડમાંથી પ્રજાપતિના કુળનો એક પુરૂષ નીકળ્યો તેણે રાજાને એક પાણી પીવાનું પાત્ર આપ્યું, અને તે તેણે ત્રણે સ્ત્રીઓને આપ્યું તેથી તેમને ગર્ભ રહ્યો; કૌસલ્યાએ રામ-ને જન્મ આપ્યો અને સુમિત્રાને લક્ષમણ અને શત્રુઘ્ન એવા બે પુત્રથયા; અને કૈકેયીએ ભરતને જન્મ આપ્યો, આપૈકી રામ એ ઇશ્વરી અવતારછે એવી હીંદુલોકોની સમજુતીછે. હવે આ સમજુતી ખરીછે કે ખોટી તેનો આપણે વિચાર કરીએ.

રામની બાલ્યપણાની કથા જૈનની કથાપ્રમાણે કોઇ

ઘણું કરીને કહેતું નથી, નાનપણામાં તે જનક રાજાની છોક
રી સીતાને પરણ્યો હતો, રામના લગ્ન થઇ રહ્યાપછી થોડા
વખત પછી કૈકેયીએ તેને ચૌદ વરસ સુધી વનવાસ ભોગ-
વવાની જરૂર પાડી, તે પોતાની સ્ત્રી સીતા તથા પોતાના ભાઇ લ-
ક્ષમણને પોતાનીસાથે લઇ દંડકા નામના જંગલમા ગયો. ત્યાં
રેહેતા હતા તે દરમીયાન એકવાર તે લક્ષમણની સાથે શિકાર
કરવા ગયો હતો તેવામાં એવુ બન્યુકે રાવણ નામનો કોઇ
દુષ્ટ રાક્ષસ સીતાઆગળ આવ્યો અને તે તેને બળાત્કારે લઇ
ગયો. રામ જયારે શિકાર કરી પાછો આવ્યો અને જોવેછે તો
સીતા મળે નહીં; તેથી તેને બહુ દુઃખ થયુ. તે જંગલમાં તે
નો શોધ કરતો અને ખેદથી ઝાડને બાધતો, અને મારી સીતા
ક્યાં ગઇ, મારી સીતા કયા ગઇ, એવું પુછતો ફરવા લાગ્યો;
તે આમતેમ ફરતો હતો તેવામાં હનુમાન નામના પ્રખ્યાત
વાંદરાની તેને મુલાકાત થઇ. પછી આ વાંદરાને સીતાનો શો-
ધ લંકામાં એટલે સીંહલદ્વીપમાં જઇ લાગ્યો. પછી રામે
વાંદરાના સૈન્યનાબળવડે રાવણ સાથે લડાઇ કરી, તેનો પરાભવ
કર્યો, અને સીતાને લઇ પાછો અયોધ્યામાં આવ્યો, અને પો-
તાના બાપની ગાદીઉપર બેસી રાજ કરવા લાગ્યો. લંકામાં-

થી આવ્યા પછી પોતાનેવિષે લોક શું બોલેછે એ જાણવા સારૂ રામે લક્ષમણને અયોધ્યામાં ફરવાનું કહ્યું, તે ફરતો ફરતો એક ધોબીના ઘર આગળ આવ્યો; તે ધોબી અને તેની સ્ત્રીનીવચ્ચે કજીઓ થતો હતો, તેથી તેણે પોતાની બાયડીને એમ કહ્યું કે, જેમ રામે સીતાને ઘરમાં લીધી તેમ હું તને લઇશ નહીં. આશબ્દો લક્ષમણના કાને પડ્યા, અને તેણે જઇ રામ આગળ આવાત કરી. ત્યારે રામે એવો વિચાર કર્યો કે, લોકો મારેવિષે આવું બોલેછે માટે સીતાને મારી સાથે રાખવી એ સારૂં નહીં, તેનો ત્યાગકરવો એજ ઉત્તમછે આઉપરથી તેણે લક્ષમણને આજ્ઞા કરીકે, તેને મારી નાંખવી. પણ લક્ષમણે સીતાને કહ્યું કે, હું તનેતારે પીયર પોહોચાડીશ; તેથી કરીને તું મારી સાથે આવ આવુ બાનું કરીને તેણે તેને અઘોર વનમાં આણી મુકી; અને રામે પોતાના ભાઇ લક્ષમણને એક અવિચારી બ્રાહ્મણના આપેલા વચનઉપરથી મરણ શીક્ષા ઠરાવી તેમજ તેના રાજમાં કોઇ એક શુદ્ર તપ કરતો હતો તેને ઠાર માર્યો સુગ્રીવ અને વાલીની લડાઇમાં રામ વિનાકારણ વચમાં પડી, વાલી સુગ્રીવની સાથે જુદ્ધ કરતો તેવામાં પોતે આ-

કની પછવાડે ઉભારહી તેને [સુગ્રીવને] ઠાર માર્યો, હવે આવૃત્તાંત ઉપરથી રામ ઇશ્વરી અવતાર હતો એવું માનવાને કાંઇ પ્રમાણ દેખાતું નથી; તોપણ હજારો હીંદુલોકો તેને ઇશ્વરનો અવતાર માનીચૈત્ર મહીનાના પડવાથી નવમી સુધી મોટો ઉત્સાહ કરી કીર્તન કરેછે; અને બ્રાહ્મણ ભોજન આપેછે, પણ આવો ઉત્સાહ કરવામાં તથા ભક્તિભાવ દેખાડવામાં કાંઇ યોગ્ય કારણ દેખાતું નથી, જો રામ ઇશ્વરી અવતારહોત, તો તેણે શાસારૂ અવતાર ધારણ કર્યો એ સર્વને કહેલું હોત, રામના અવતારવિષે રામાયણમાં એવું લખ્યુંછે-કે વાલ્મીક રૂષીએ સ્ત્રીવિયોગનું કાવ્ય રચેલું હતું તે પુરૂં પાડવા સારૂ રામ જન્મ્યો, જ્યારે રામ અવતાર હતો ત્યારે તેણે લોકોને કહ્યું હોતકે તમે પાપમાં પડી ભુંડાછો, તમે ઇશ્વરવિરૂદ્ધ અગણીત પાપ કર્યાં છે તેથી તમે ભ્રષ્ટ અને, અમંગળ થયાછો. આવી દશામાંથી છોડાવનાર કોઇપણ તારનારની તમારે જરૂર છે. જો તમે આવી સ્થીતિમાં રહેશો તો નાશ પામેશો; તેથી કરીને તમારો ઉદ્ધાર કરવા સારૂં હું આવ્યો છું પણ આવું તો તેણે કાંઈ કર્યું નથી. તેની જીંદગી વનવાસમાં લડાઈ કરવામાં, અને રાજ્યકારભારમાં ગઈ હતી. એવું કથા-

હીં પણ કીધેલું છે કે તેણે અયોધ્યાના લોકને ઉપદેશ કર્યો? તેણે સીતાને છોડાવ્યા પછી, પાછા આવતાં જુદા.જુદા રૂષીઓના આશ્રમમાં જઈ તેમની મુલાકાત લીધી. પરંતુ તે વખતે તેણે દેવ, માણસને તારવાનો ઉપદેશ વીગેરે વિષયો ઉપર તેણે શો ઉપદેશ કર્યો? તે પોતે શીવની ભકિત કરતો રામ સત્યવચની તથા એકપત્નિ હતો તે તેને ગુણબતલાવી આપેછે, પરંતુ એટલા ઉપરથી ઇશ્વરી અવતારછે એવું સીદ્ધ થતું નથી,

જો તે ઇશ્વરી અવતાર હોત તો તેણે પાપી લોકોને તારવાનો ઉપાય શોધ્યો હોત, જોકે માણસે ઇશ્વરની આજ્ઞાનો ભાગ કીધો, તો રામને તે પાળવી જોઈતી હતી, તેણે તેઓના પાપનો ભાર પોતાને માથે લીધો હતો અને તેઓના પાપને માટે પોતે પ્રાયશ્ચિત કર્યું હોત. પણ આવું તેણે કાંઈ કર્યું નથી, પણ ઉલટો તેણે ઇશ્વરના ન્યાયનો ભંગ કીધો. ન્યાયની ગાદીઉપર બેસી તેણે કેટલો અન્યાય કર્યો? પોતાની સ્ત્રી પતિવ્રતા તથા નિર્દોષી છે, એવી તેની ખાત્રી છતાં ધોબીના બોલવાઉપરથી તેનો ત્યાગ કીધો, આ કેટલોબધો અન્યાય! અરે સુજ્ઞ વાંચનારાઓ તેનો તમેજ વિચાર કરો.

હવે ક્ષણવાર રામ ઈશ્વરી અવતાર છે એમ આપણે ધારિએ, તોપણ તમારે કે અમારેવાસ્તે અવતાર તેણે લીધો નોહતો. રામ કરનારો અવતાર ગૌબ્રાહ્મણનું પાલણ, તથા સાધુલોકોનું તારણ કરવા સારૂ થએલો એવું પુરાણોમાં લખેલું છે. ગાયનું પાલણ ભરવાડે કરવું જોઈએ; અને બ્રાહ્મણનું પાલણ રાજાએ કરવું જોઈએ. જ્યારે કોઈ જન્મથીજ સાધુછે તેને શાસારૂ તારનાર જોઈએ, ફક્ત પાપી માણસનેજ તારનારની જરૂરછે અને આપણે સર્વ પાપીછીએ. ત્યારે આપણે તારણ કેવી રીતે મેળવવું, એ એક મોટા વિચારની વાત છે.

રામથી તારણ મળવાનું નથી, રામ દેવ વિગેરેને બંધનમાંથી છોડાવવા સારૂ આવ્યો હતો, હવે દેવતાતો બંધનમાથી છુટ્યા, સારાંશ એટલો કે પાપીલોકોને રામના અવતારથી કાંઈ લાભ થયો નથી.કોઈ એમ કહેશે કે રામનામ જપ્યાથી પાપ ભસ્મ થાય છે, આ બીલકુલ ખરૂં નથી, અને જેને એ ખરૂં લાગે છે તે પાપ જાણવાને બીજો જનારો ખટપટ શા સારૂં કરેછે ?

ત્યારે હું તમને બીજા અવતારવિષે કહું છું, તે દેવનો ખ-

રો અવતારછે તેનું નામ ઇશુખ્રીસ્ત છે. તેનુ શાસ્ત્ર તમે વાંચો તો તમને માલમ પડશે કે એ ખરેખરો તારનારછે. ઇશુંના નામનો અર્થ તારનાર એવું છે તેણે પોતાના નામપ્રમાણે, યહુદા, શોમરોન, ગાલીલ; એ પ્રાંતોમાના નાનામોટા ગામોના લોકપાસે વારંવાર જઈ હજારો અથવા લાખો માણશોને ઈશ્વર વિષે શીખવ્યું. તે ઉપદેશ કરવા લાગ્યો ત્યારેથીજ રાત્રદીવસ આ કામમાં ગુથાએલો હતો. પછી એક મળો સો મળો હજાર મળો તોપણ ઉપદેશ કરવામાં પાછો હઠયો નહીં. તેણે દેવ, માણસોને તારવાનો ઉપાય, સ્વર્ગ, નર્ક વીગેરે વિષે કથતિ તેમે વાંચી જુઓ, તો ખરેખર ઈશુમાં માણસને તારનારમાં જેટલા ગુણ જોઇએ તેટલા તેનામાંહતા કે નહીં તે તમને તરતજ માલમપડશે, માણસ જાતનું તારણ કરવાને પોતે સમર્થ છે, એવું તેણે બતલાવીઆપ્યું છે.

જે કામ ઇશ્વરની મહેરબાની વગરથઇ નશકે તે તેણે કર્યું એટલે આંધળાને આંખો આપી, લુલાને પગ આપ્યા બહેરાને કાંન આપ્યા, મરણ પામેલા માણસોને જીવતાં ક્યા આથી કરીને પોતે સર્વશક્તિમાન છે એવું પ્રમાણ બાંધી આ

ખ્યુંછે, ઈશુ ફકત તારવાનાવિષે ઉપદેશ કરતો હતો એટલુંજ ન-
હીં પણ પોતે તારવાનો ઉપાય સીદ્ધ કર્યો. તેણે પાપી લોકોંસા-
રૂ પુન્ય કર્યું;અમે જે કે ઇશ્વરી આજ્ઞાઓનો ભંગકીધો પણ તેણે
સઘળી પાળી, તેણે અમારા પાપનો યોગ્ય દંડપોતાને માથેલી
ધો, અને પોતાનો જીવ અર્પણ કર્યો. આ પ્રાયાશ્ચિતથી તેણે
ઇશ્વરનો ન્યાયપુર્ણ કર્યો, તેથી કરીને જે તેના પુન્યઉપરભરૂંસો
રાખેછે તેનેજતે પાપના અન્યાય તથા શક્તિમાથી છોડાવે-
છે ઇશુ સર્વ પાપીલોકોને તારેછે, તેનું બોલવું તમે સાભળો
હું પાપીલોકોને બોલાવવાને આવ્યોછું, અરે કષ્ટ કરનારા, ત-
થા ભારથી લાદાએલા તમે સઘળા મારી પાસે આવો એટલે
હું તમને વિસામો આપીસ. તમે તમારાઉપર મારી ઝુંસરી
લો અને મારીપાસેથી શીખો, કે મારૂ ઘોસરૂં સગવડ ભરેલું
છે, અને ભાર ઓછો છે.

---

A. W. Prautch,
Methodist Mission, Bombay.
[ 10,000 April, 1890, ]

Printed at the Telagu-Mitra Printing Press Bombay.

